છોકરાંઓના ઉપયોગ શારૂ.

કરાંણીવાળો

# ગુજરાતી ભાષાનો નવી લેખણ કળાનો ખરડો.

સુધારેલી ચોથી આવૃત્તિ.




નિશાળ ——————————— વર્ગ ———————————

ભણનાર ——————————— શિક્ષક ———————————

શરૂ કર્યો ——————— ૧૮——— પુરો કર્યો ——————— ૧૮———

( આ ખરડો સને ૧૮૬૭.ના ૨૫ માં આક્ટ પ્રમાણે રજીસ્ટર કીધો છે. )

કીમત આના બે.

અ આ ઇ ઈ ઉ ઊ એ ઐ

ઓ ઔ અં અઃ

ક ખ ગ ઘ ઙ; ચ છ જ ઝ ઞ;

ટઠડઢણ; તથદધન;

પફબભમ; યરલવ;

શષસહ; ળક્ષજ્ઞ.

કેળવણીનું ફલ મીઠું છે.

ક્રોધથી બીહતાં રેહેજો.

તમારી દયાનત પાક રાખજો.

ઈનસાફની રાહે ચાલને.

બંદગીમાં મશગુલ રેહેને.

દુઃખીઓને સહાય થને.

કેળવણીનોફેલાવોકરજો.

સારામાણસોનેમદદઆપજો.

ડાહ્યાંમાણસોનીસલાહલેજો.

જીંદગીએએકમુસાફરીછે.

દરદો મટાડેલાં મટેછે.

કદી ગોસ્સો કરવોનહી.

ઈશ્વર સર્વ ઠેકાણે છે.

તમારાં હસ્તખત સુધારો.

કુમળો વાંસ વાળે તેમ વળે.

સભગનોભંહલોસાહેબઆપે.

ફરજડગેઅહાપારપાડેબોહ.

ગણીનુંગજઆભાહરેહને.

અસલી ઈરાનીઓ ઘણા દેશહિતકારી હતા. તેઓ પોતાના પાદશાહને ઘણું માન આપતા તથા તેને ચાહાતા હતા. તેઓ પોતે પેહેલવાનો તથા સિપાહોમાં અપવું ઘણું માન ભરેલું સમજતા હતા, તથા પોતાનાં બચ્ચાંને બાળપણથીજ સાચ્ચું બોલતાં, ઘોડે બેસતાં, અને તીર મારતાં શિખવતા હતા. તેઓ સ્ત્રીઓનો મલાજે જાળવતા હતા, તથા તેઓને સારી તરબીયત આપતા હતા. તેઓની સ્ત્રીઓપણ બહાદૂર તથા હિંમતવાન હતી. તેઓમાં આપણી

મુવાફેક બાળલગ્નનો રેવાજ હતો નહીં; પણ છોકરો તથા છોકરી બન્ને પોતાની ઉમરે પુગી પોતાને મન ગમતું જોડું પસંદ કરતાં હતાં. ઈરાનીઓ હમેશાં સાચ્યું બોલવાને ઘણું ચાહતા હતા. તેઓમાં "નબળાઓને બંચાવી લેવાનો ઘણો ઉત્તમ સ્વભાવ હતો. તેમજ નમનતાઈ, દયા, હિંમત તથા સખાવતના ગુણો એક સરખી રીતે હતા."

(મી. બ. બે. પટેલની ઈરાનની મુખ્તેસર તવારીખમાંથી.)

ભરતખંડના લોકોની નીતિ અને સંસારી હાલત અને મતો સંબંધી હમણાં જે સુધારો થવા માંડ્યો છે તેનું બી રામમોહનરાય-ના વખતમાં રોપાયું. એ સુધારાનાં બીથી ઉગી નિકળતાં ઝાડને હમણાં કોમળ ન્હાની ન્હાની ડાળીઓ આવી પાંદડીઓ ફુટવા લાગી છે. માટે તેને જે આપણે પાણી છીપી ઉછેરીયે તો, આગળ જતાં તે ઝાડ મોટું થઈ સર્વ દેશમાં પસરશે, અને જે કદાપિ તેનાં

મધુર ફળ આપણા ચાખવામાં નહીં આવે તો આપણી આવતી પ્રજાનાં ચાખવામાં આવશે.— પણ આજસુધી જે સુધારો થયો છે, તે કંઈજ નથી; કેવળ સુપ્રકાશનો ઉદય માત્ર થયો છે. સુધરેલાંની સંખ્યા ઘણીજ થોડી, અને વળી તેમાં ઘણાંખરાનાં મનમાં પ્રકાશ અને અંધઃકાર, સત્ય અને અસત્ય એ સઘળાંનું ગોટાળ થઈ ગએલું દેખાય છે.

(રાજા રામમોહનરાયના ચરિત્રમાંથી)

"ઈગ્લાંડના લોકો, તેઓના દેશમાં જે પારકા શખ્સો જાય છે, તેઓને સારૂં આદરમાન આપેછે; તથા તેઓને ઉપકારી કરવાને હમેશાં આતુર રહે છે. આ વાત જેઓ આજદન સુધી એ દેશપ્રાતે જઈ આવ્યા છે તેઓ કબુલ કર્યાવના રેહેશે નહીં. કોઈબી ઠેકાણે કાંઈ હરકત આવી પડી તો પારકો શખ્સ જાણી આપણી મદદે ઘણાં જણ આવશે. જે કોઈ તમાશો અથવા મેળો જોવા આપ-

ણે ગયા હોઈએ અને ત્યાં ભીડ ઘણી હોય, તો પણ આપણને પા-

રકા શખ્સ જાણી તરત લોકો રસ્તો આપેછે, અને સારી જગ્યા પ-

ણ આપેછે. કારખાનાં તથા બીજાં ઠેકાણાં આપણને દેખાડવા-

માં તેઓ પોતાને માંન સમજે છે. અને એ મીસાલે સઘળી તરફ-

થી આપણને આદરમાંન સાથે ઉપકારી કર્યામાં આવેછે."

(મી૰ ડો૰ ફરામજી કરાકાની ગ્રેટ બ્રિટનની મુસાફરીમાંથી)

ઈશ્વરનાં સર્વ કામોમાં તેની આગાહી બહુ અજબ છે. તેનો ઉદ્દેશો બહુ બુલંદ છે. તે સૃષ્ટિઉપર અમલ અને હકુમત ચલાવવામાં બેહદ ડાહપણ વાપરે છે. આ દુનિયાંનું રાજ્ય સમાધાનીથી ચલાવવાને તેણે કાયદાઓ સ્થાપેલા છે, અને નિયમો બાંધેલા છે. તે કાયદાઓ સર્વ પ્રાણીઓમાં અજાયબ જેવી રીતે જુદી જુદી તરાંહમાં મુકેલા છે, અને દરેક જણ કુદરતથી આપો-

આપ તેની મરજીને માંન આપી કબુલ કરેછે. તેનાં મગજની ઉંડાઈમાં સર્વ જ્ઞાન અને સર્વ સમજણ સમાયલાં છે. ભવિષ્યનો સર્વ ભેદ તેની આગળ ઉઘાડો છે. તારાં દિલના સર્વ વિચાર અને તારાં મનનો મનસુબો તેની આગળ ખુલ્લો છે, એટલુંજ નહીં; પણ તારાં દિલમાં તું એક ઠરાવ કરે તેની આગળજ તેને તે ખબર પડી ચુકે.

(બી૦ ડો૦ ફ૦ રાંદેલીઆંની જીંદગી ભોગવવાની જુગતી માંથી.)

મુંબઈમધે અશીરવર છાપખાનામાં છપાવ્યું છે.



કરાંણીવાલો.

# ગુજરાતી નવી લેખણ કળાનો ખરડો

## લખાવવાની રીત.

આ ખરડામાં દર સફામાં એક જીનું પાંનું મુકેલુંછે, તે ઉપર જ્યા સુધી નવા લખનારનાં ધ્યાનમાં દરેક અક્ષરની વળાણ આવે ત્યાં સુધી ખાલી કલમે ઘુંટાવવું; ત્યાર પછી એજ જીનાં પાંના પર સાઈએ લખાવવું એથી બાળકોનાં ધ્યાનમાં દરેક અક્ષરની વળાણ સરસ રીતે આવી જશે અને એ પછી એજ ખરડા ઉપરથી જોઈને બીજી કોરી કાગળ પુરું લખાવવું એ રીતે પેહેલે ઘુંટાવી પછી જીનાં પાંના પર લખાવીને પછી બીજી ળકોને લખતાં ઘણું સવળ પડશે તેમજ અક્ષર પણ ઘણાં સરસ રીતે સુધરશે.